# ત્રિવેણી અને બીજાં ત્રણ

બાલ નાટકો



યશવંત પંડ્યા

# ત્રિવેણી અને બીજાં ત્રણ

બાલનાટકો

યશવંત પંડ્યા

પાંચ આના



અ. સૌ. નર્મદા સવાઇલાલ પંડયા

જન્મ

શ્રાવણ ૧૯૪૩

મૃત્યુ

માગશર ૧૯૮૩

KUMAR PRINTERY AHMEDABAD



ફૂટે પ્રભા જીવનની નિજ, જે ઉષાએ;
માતા ! ધરૂં ચરણમાં મુજ અર્ઘ્ય આજે.



પૂજ્ય બા,

......

આજથી બારેક વર્ષની વાત ઉપર હું ' અડવાનાં પરાક્રમ ' નામના ખેલમાં મુખ્ય કામ કરતો હતો. મારી સાથે ભણતાં કુમારી કપીલાબહેન–જેના સુભગ સ્મરણમાં આપણે ઘરમાં કુમારને કપીલ કહીએ છીએ–એ ખેલમાં પણ મારી સાથે જ હતાં. એ

વેળા તું અને તેમનાં બા જે ઉત્સાહ, જે ઉલ્લાસ અને જે ઉત્તેજનથી અમારૂં જેવુંતેવું નાટક જોતાં તેમ જ વખાણતાં તે જ્યારે જ્યારે સાંભરે છે ત્યારે ત્યારે છાતી ગર્વથી ફૂલાયા વિના રહેતી નથી.

એકદા મારા નાટકવેડા વધી ગએલા ત્યારે ગુસ્સે થઇ તે આશીર્વાદ પણ આપેલો: 'ભણવાનું ભણતો નથી ને નાટક ગોખ્યા કર છ તે પછી નાટકિયો થજે !'

તારા એ શબ્દોને શીરપર ચડાવતો હોઉં તેમ આજે આ ચાર બાલનાટકોનો સંગ્રહ રજૂ કરૂં છું. એમાં અનુક્રમે ઘરમાં, શેરીમાં, શાળામાં અને શહેરમાં બાળકોની સ્થિતિ અને શક્તિ કેવી અને કેટલી છે; એની માત્ર ઝાંખી થઇ હોય તો યે બસ છે. એ કબુલ જ કે એમાં બાળકો વિષેના મોટા, ગંભીર વિચારો નથી. ખરૂં જોતાં બાલનાટકમાં એવી ખોટી ધાંધલને અવકાશ જ નથી. અહિં તો બાળકો માટેના નાના, તરતા તરંગો છે.

બાલનાટક સંબંધી એકબે બીજા ખોટા ખ્યાલ પણ જલ્દીથી દૂર થવાની જરૂરત છે. જે જે નાટકમાં બાલપાત્રો આવે એને બાલનાટક તરિકે સ્વીકારી લેવું એ બાલનાટકોની તિજોરીનું તળિયું સંતાડવાનું ઠીક સાધન છે. એ જ રીતે જે નાટકમાં બાલ-પાત્રો ન હોય તેને બાલનાટક ન માનવું એ પણ ભૂલભરેલું છે. એંશી વરસની ઉમ્મરે પહોંચેલાં પણ ક્યારેક આઠ વરસનાંથી વધુ રમતિયાળ બને છે. એમનાં એવાં વર્તનનાં જો નાટક લખાય તો એને બાલનાટકથી બીજું પદ કેમ આપી શકાય?

અને આવી દ્રષ્ટિએ જોતાં સાથેના સંગ્રહને બાલનાટકો તરિકે ગણાવવાં એ વધુ પડતી વાત નથી. એમાંનું ' આજે દીવાળી ' ભજવાયું નથી, 'હોળીનું નાળીએર' અને 'ધણી વિનાનાં' ભજવાઈ ચૂક્યાં છે; અને ' ત્રિવેણી ' ભજવાશે એમાં શંકાને સ્થાન નથી. એ જોવા તું હયાત નથી એટલી હું મારી કમનશીબી માનું છું.

ભજવણીની વાત નીકળી ત્યારે એ વિષે બે બોલ લખી લઉં. ભજવનાર પાત્રો આ નાટકોમાંનો શબ્દેશબ્દ ગોખે એની કરતાં અંદરનો સાર સમજી લઈ, પોતાની પ્રેરણાનો કંઈક નુવલ ઓપ આપતાં એમાં તલ્લીન થાય તો એ જ એની સાચી સફળતા છે. સાથોસાથ ઓળખમાં આપેલી વયની વાત પણ જરા મહત્વની છે. બાલમાનસ ઝડપભેર પલટાયા કરે છે અને વરસે વરસે નવાં નવાં રૂપરંગ ધારણ કરે છે. એટલે આપેલી ઉમ્મરને તદ્દન નિરર્થક ન સમજતાં, એને અનુકુળ રહેવાનો કે બનવાનો પ્રયાસ થશે તો એટલો ઉપકાર વધુ ચડશે—પહેલો ભજવનાર બાળકો ઉપર, બીજો ભજવાવનાર પોતા ઉપર: છેલ્લો લખનાર લેખક ઉપર.

હવે વધુ વકિલાત પડતી મૂકું છું.

......

બા, ભગવાન ભાવના ભૂખ્યા છે એમ તું ઘણી વાર સમજાવતી. એવા ભગવાનની આગળ જેમ એક ભક્ત નાનું શું

નૈવેદ્ય ધરે છે એમ હું પણ આજે તારી સમક્ષ આ અલ્પ અર્ઘ્ય સહિત ઉભો છું. અને જેમ એ ભક્ત પ્રભુનું દીધેલું જ પ્રભુને ચરણે ધરે છે તેમ હું પણ તારી પ્રેરણાનું પરીણામ તને જ અર્પણ કરૂં છું: કારણ કે આ જીવનમાં જો કંઇક અંશે પ્રભાતનો પ્રકાશ ઉગ્યો હોય તો તેનું ઋણ તો તારા જીવનરૂપી ઉષાની પ્રભામાં જ છે.

એ જ. આંસુ અક્ષર અટકાવે છે તો આશીર્વાદ માગી વિરમુ છું.

છોરૂના પ્રણામ

## આભારમાળા

૧ આ બાલનાટકોને પોતાનાં ગણી પાળનાર, પોષનાર અને રંગભૂમિ ઉપર લાવનાર મારા ચિત્રકમિત્ર કનુભાઇ દેસાઈ.

૨ સંગ્રહનું નામ અને રૂપ નક્કી કરી આપનાર ભાઈશ્રી બચુભાઈ રાવત.

૩ બાલસાહિત્યની દિશામાં અવારનવાર સરસ સલાહ અને સૂચના દેનાર મુ. ગિજુભાઈ.

૪ પહેલાં ત્રણ નાટકોને અહિં ફરી છાપતી વખતે ચિત્ર વગેરેમાં સહાયક ગુજરાત સાહિત્ય મન્દિર, બાલમિત્ર તેમ જ કુમાર કાર્યાલય.

| નાટક | પાનું |
| --- | --- |
|  |

# આજે દીવાળી

| નામ | ઓળખ | વય |
|---|---|---|
| મેના | બે બહેનો | ૧૪ |
| ગૌરી | | ૧૧ |
| નીલમ | એમનો ભાઇ | ૧૨ |
| જીવન | ફૂઇનો દીકરો ભાઇ | ૧૨ |
| ઇન્દુકલા | એમનાં માતપિતા | ૩૦ |
| વિમલરાય | | ૩૪ |

[ મેના ગાતી ગાતી પ્રવેશ કરે છે. એના હાથમાં રંગોળીનો થાળ છે. ]

**મેના**

'શેરી વળાવી સજ્જ કરૂં, ઘેર આવો ને;
મોતીડે પૂરૂં ચોક, મારે ઘેર આવોને.'

[ એ ચીવટથી ચોક લીંપવા લાગે છે. બીક્ષી જેમ પાછળ ગૌરી આવે છે. અને ચુપચુપ ઉભી રહે છે. ]



મેના

[ સાથિયા પુરતી   પેલી લોકગીતની ચોપડીમાં આવું કંઇક હતું ખરૂં. [ ઉંચે ટાંગેલાં મોતીનાં તોરણ સામું જોઇ

હું, બરાબર; એજ.

'શેરી વળાવી સજ્જ કરૂં, ઘેર આવોને;
મોતીડે પૂરૂં ચોક, મારે ઘેર આવોને.'

ગૌરી

[ મેનાને ખભે ધબ્બો મારી, ખડખડાટ હસીને ]
' મોટી બ્હેન કોને બોલાવો છો ?

[ હાથ હાલવાથી મેનાનો સાથિયો બગડે છે. તેથી રીસાઇને એ બોલતી નથી. ]

ગૌરી

મેના, ક્હે ને ? ક્હે ને ?–કોને બોલાવતી હતી ?

મેના

[ રીસમાં ને રીસમાં ] તને.

ગૌરી

તો હું આ આવી. ત્યારે પછી મોં શું ચડાવે છે ?

મેના

પણ મેં કાંઈ તને સાથિયો બગાડવા ન્હોતી બોલાવી.

ગૌરી

લે ત્યારે સમો કરી આપું. બાપુ, રાજી થઇને વાત કર ને !

[ મેનાગૌરી પાસે બેસીને ભાતભાતની રંગોળી પૂરે છે. ]

મેના

[ રાજીરાજી થઇ ] ગૌરી, આ જોઇ વિભુભાઇ કેવા છક થશે ?

ગૌરી

[ હસી ] ને ઇન્દુબ્હેન પણ.

[ ગર્વથી બેઉની છાતી સહેજસાજ ફૂલાય છે. એવામાં નીલમ અને જીવન ત્યાં દોડતા દોડતા ધસી આવે છે. થાળ ઠેસે આવતાં ચારે કોર રંગરંગ થઈ રહે છે. ]

ગૌરી

કેમ નીલમ ! તારા મનમાં તું સમજે છે શું ?

નીલમ

[ આડું જોઇ ] બસ રાખ. હું તારાથી મોટો છું.

મેના

પણ ભાઇ, તું મારાથી તો નાનો ને ? મારૂં સાંભળીશ ને ? જરા જોઇને તો ચાલીએ ? આવું જોઇ બાપુ ખારે નહિં બળે ?

નીલમ

ને મેના, તારે પણ ડાહ્યલાં ન થવું. ભલે તું મોટી રહી. આ ઘર તો મારૂં છે ને ? તે દિ બા નહોતી કહેતી કે તારૂં ઘર તો બીજે ગામ છે ?

ગૌરી

ને મારૂં ?

નીલમ

[ અંગુઠો દેખાડી ] તારે તો ઘર જ નથી.

[ મેના રડવા જેવી થતાં ગૌરીનીલમ બોંઠાં પડે છે. જીવન તો અબોલ ઉભો છે.

ગૌરી

[ ડાહી ડોશી જેમ ] જીવન, બધાં તારાં વાનાં છે. તું આવ્યા પહેલાં નીલમ આવી મસ્તી નહોતો કરતો.

નીલમ

હવે જા જા. નકામું એનું નામ શું લે છે? એ આવ્યો એ પહેલાંયે આપણે લડતાં: અને જશે પછીયે લડીશું. [જીવનને] ચાલ. ગૌરી તો ચાંપલી છે.

[ જીવનનો હાથ પકડી નીલમ એને ખેંચી જાય છે. ]

મેના

ગૌરી, બાપુ કહેતા હતા કે આપણાથી જીવનને કાંઇ ન કહેવાય.

ગૌરી

શું કામ ન કહેવાય ?

મેના

એ તો આપણો મહેમાન છે ને ? વળી ભાણેજ રહ્યો ! આપણી ભેળાં અહિં ગમ્મત પડે એટલા ખાતર સરયૂફઇએ એને અહિં મોકલ્યો છે. ખબર છે ને કે એક ભાણેજ તો સો બ્રાહ્મણની બરોબર ?—એને એમ કહેવાય ?

ગૌરી

પણ બા તો એને રોજ વઢે છે.

[ મેના જરા ગુંચવાય છે. તો પણ— ]

મેના

બા તો વઢે. આપણે એના વાદ શા ? બા કરે છે એવું આપણે કયાં કરીએ છીએ ? એ રાંધે છે ત્યારે આપણે રાંધતા નથી: એનું રાંધેલું ખૂટાડીએ છીએ.

ગૌરી

[ માથું ધુણાવી ] ના. નહિં. તારી વાત તદ્દન ખોટી છે. તને પટાવતાં સારૂં આવડે છે. પણ હું તો બધું બાપુને કહી દેવાની છું.

મેના

તે........

ગૌરી

[ જતી જતી ] એમની પાસે ઠપકો તો ખવરાવીશ !

[ નાના કૂદકા મારતી ગૌરી ચાલી જાય છે. ]

મેના

[ એકલી ] ગૌરી ગાંડી છે. ધારો કે નીલમને ઠપકો મળે. એથી ફાયદો શું ? ઉલ્ટું વેર વધશે. આજે અજાણ્યે એનાથી સાથિયા ચેકાઇ ગયા: કાલે જાણી જોઇને આડો આવશે.

[ ઇન્દુકલા અને ગૌરીને પોતા તરફ આવતાં જોતાં એ બોલતી અટકે છે. ]

ગૌરી

જો; ઇન્દુબહેન, તારી આંખે ઉડીને વળગે એવા લાલ હાથી, ને પીળા ઘોડા, ને લીલા મોર અમે કયા

હતા. એની દશા તો જો. નીલમ અને જીવન જેવું તોફાની કોઇ નહિં હોય. હવે બધું ફરી કોણ કરવાનું છે ?

મેના

આપણેનાં આપણે.

ગૌરી

ના રે ના. કરે છે મારી ભૂખ. હું તો કંઈ હૈ નવરી નથી.

ઇન્દુકલા

હસવું ખાળ ] તો મેના એકલી કરશે. તારાથી જ ગામ વસશે

[ ગૌરીનો મિજાજ જાય છે. ]

ગૌરી

બા, તને તો જ્યાં ત્યાં મારો જ વાંક લાગે છે ! આજ તો હું તને દેખાડીશ કે નીલમ પણ કાંઇ ઓછો નથી. આ મેના તો મીંઢડી છે. ભોળી હું કે વાતવાતમાં વગોવાઉં છું.

મેના

[ જરા મોં ચડાવી ] મેં તારૂં શું બગાડયું છે કે બધે મારૂં નામ વચમાં લાવે છે ?

ગૌરી

[ જોરથ ] ત્યારે મારૂં તો કોઇ નહિં ને ?

[ ડુસકાંનો ઢોંગ કરતી ગૌરી ત્યાંથી ચાલી જાય છે. ત્યાં બહારથી વિમલરાય આવે છે. ]

વિમલરાય

શી ધમાલ ચાલે છે ?

ઇન્દુકલા

એ તો છોકરાંનાં તોફાન. રમે, લડે, રડે, હસે : એમનું તો એમ જ ચાલે.

[ વિમલરાય આછું હસે છે ને ઇન્દુકલાના હાથમાં એક પડીકું આપે છે. ]

વિમલરાય

લે. ઠેકાણે રાખજે.

ઇન્દુકલા

[ પડીકું મેનાને ભળાવી ] જા. સાચવીને મૂક.

[ મેના અંદર જાય છે. ]

ઇન્દુકલા

એમાં શું હતું ?—છોકરાં માટે મીઠાઈ ?—કે ફટાકડા ?

વિમલરાય

[ વિચારી વિચારીને ] હતી તો મીઠાઇ. છોકરાં માટે પણ ખરી. [ જરા અચકાઈ ] પણ એ છોકરાં આપણાં નહિં.

ઈન્દુકલા

[ અધીરાઇથી ] ત્યારે ?

વિમલરાય

[ વધુ અચકાઇ ] શેઠનાં.

ઇન્દુકલા

[ પડી ગએલે ચહેરે ] તે શું એકલાં એમનાં છોકરાંને જ દીવાળી આવે છે ?

### વિમલરાય

એમ ઓછું ના લગાડ. મરજી હોય તો નીલમ માટે ઘારીઘુઘરા ખુશીથી બનાવજે.

[ ઇન્દુકલાની આંખમાં ઝળઝળિયાં આવે છે.

### વિમલરાય

[ મનમાં ] હા. ઇન્દુને મન એના નીલમથી મોંઘુ કોણ હોય ? ને મેના ! ને ગૌરી ! એની દુનિયામાં આમનાથી વધુ સુઘડ, હોશિયાર, રૂપાળું કોઇ હોઈ શકે જ નહિં !

[ રોફથી ગૌરી ને ધીરજથી મેના પાછી આવે છે.

### ગૌરી

[ હાંફતી જતી ] બાપુ, આ નીલમને અને પેલા જીવનને તમારે કાંઈ કહેવું હોય તો કહેજો. નહિંતર પછી........



### વિમલરાય

નહિંતર ?—બોલ ને ?

[ ગૌરી શરમાય છે અને ઇન્દુકલા સામું જૂએ છે ]

### ઇન્દુકલા

બોલ ને ? મારી આગળ તો ફૂંફાડા મારે છે !

### વિમલરાય

[ વચ્ચે પડી ] પણ છે શું, ગૌરી ?

ગૌરી

[ નરમ થઇ ] હું કહું છું એ ક્યાં કોઇ સાચું માને છે ? તમે નીલમને જ પૂછો ને ?

વિમલરાય

વારૂ. જા; એમને બોલાવી લાવ.

[ ગૌરી જવા જાય છે. બરાબર એ વખતે શાન્તિથી નીલમ અને બીકથી જીવન ત્યાં આવે છે. ]

નીલમ

ખાત્રિજ હત કે ગૌર ચાડી ખાવાની. [ થોડી વાર પછી ] હું એને ઓળખું ને ?

વિમલરાય

અલ્યા નીલમ, લડવા સિવાય તારે કશો ધંધો નથી?

નીલમ

હું ક્યાં કોઈ સાથે લડયો છું ? બધાં નકામું મારૂં નામ નાંખે છે. પૂછો જીવનને.

ગૌરી

બાપુ, એનો સાક્ષી તો જૂઓ !

મેના

ગૌરી, જીવનનો વાંક ન કાઢીશ. બાપડો એક અક્ષરે બોલ્યો નથી.

ઇન્દુકલા

બોલ્યા વગર પણ તોફાન તો થાય.

### જીવન

[ માઠું લાગ્યું હોય એમ ] મેં કર્યું હોય તો કહો.

### વિમલરાય

[ ઠંડે પેટે ] બહુ થયું. તમે બધાં ડાહ્યાં. [ ઇન્દુકલા તરફ ફરી ] કોઇ ગાંડું નહિં. [ મેના ને ગૌરીને ] ભાઈ સામું બોલાય નહિં. [ નીલમ ને જીવનને ] સૌ હળીમળીને ચાલીએ.

### નીલમ

[ ફરિયાદ જેમ ] પણ બાપુ, નિશાળ હોય ત્યારે મહેતાજી ગભરાવે, રજા હોય ત્યારે બા બીવરાવે, ને....

### ઈન્દુકલા

તું મારાથી બીવે એવો ખરો ને ?

[બધાં હસે છે. ફક્ત નીલમ ગંભીર રહે છે.]



### નીલમ

ઇન્દુબહેન, બા, બીજું તો કાંઇ નહિં. પણ.... હંઅ....તને ગાય ને વાછરડાં પૂજવાનો વખત મળે, મારા વિમુભાઇને ચોપડા પૂજવાનું ગમે; ને મને પૂજવાનું કેમ કોઇને સુઝતું નથી ? તમારે મન તો હું ઢોરથીયે ઉતરતો !

[ અજાણતાં બોલાઈ ગએલું નીલમનું આ વાક્ય ઈન્દુકલાને ખૂબ ખટકે છે.
વિમલરાય એ જૂએ છે એટલે વાત બદલે છે.]

વિમલરાય

તને તો એ દુધથી નવરાવશે.

નીલમ

પણ ક્યારે ?

વિમલરાય

તને નવું વર્ષ બેસશે ત્યારે.

ગૌરી

અને અમારો તો કોઇ ધડો જ નહિં કરવાનું કેમ ?

ઇન્દુકલા

તારા બેસતા વર્ષે તનેય એમ કરીશું.

ગૌરી

[ ઇન્દુકલાને વળગી પડી ] પણ મને કેટલામું વર્ષ બેસશે ?

વિમલરાય

બારમું.

નીલમ

ગૌરી, તારૂં બારમું બેસશે તે દિવસે જરૂર તને....

મેના

[ હેતથી ] ભાઇ, વળી ગાંડો થયો ? પછી તારા સામે ફરિયાદ જાય એમાં નવાઇ શું ?

[ શું બોલવું; એ ન સુજતાં સૌ એક બીજાની સામું જૂએ છે. ]

વિમલરાય

[ મનમાં ] શેઠ ભલે શેઠને ઘેર રહે. એને ત્યાં મારા પડીકાનો શો હિસાબ છે? એવી ખુશામતમાં ક્યાં પડું? એ કરતાં તો ઘરનાં છોકરાંને ન સાચવું? [ પ્રકાશ ] છોકરાંઓ, આજે દીવાળી છે. એટલે, તમે રાજી થાઓ એવું દારૂખાનું, તમે થાકી જાઓ એટલું ખાવાનું હું તમને આપવાનો છું.

ઇ–હુકલા

[ હોંશભર ] શું ખરેખર?—ખાવાનું?—અને દારૂ-ખાનું પણ?

વિમલરાય

હા. પેલું પડીકું સાંજના વહેંચી દેજે. દારૂખાનું હું હમણાં લઇ આવીશ. એના ધડાકા રાતના થશે.

[ સૌમાં ઉમંગ આવે છે. ]

વિમલરાય

અને વળી કાલે બેસતું વર્ષ છે એટલે....

નીલમ

પણ કોને બેસતું વર્ષ?

વિમલરાય

[ હસી જઈ ] વિક્રમને.

ગૌરી

વિક્રમ કોણ?—એમાં આપણે શું?

વિમલરાય

આપણો એ અસલનો રાજા કહેવાય છે.

નીલમ

તે કાલે એને કેટલામું વર્ષ બેસશે ?

વિમલરાય

[પંતુજી જેમ] એક હજાર, નવસો, પંચાસી.

મેના જીવન

હેં ?

ગૌરી

ત્યારે તો બિચારો બહુ ઘરડો હશે!

નીલમ

અરે! આપણા દાદા પણ એવડા નથી!

ગૌરી

એની દાઢી તો ઢીંચણ લગી પહોંચી હશે! જો પચાસ વરસના દાદાની દાઢી એક ફૂટ, તો હજાર વરસના વિક્રમની દાઢી કેટલા ફૂટ ?—કહો જોઇએ.

[ જાણે સૌ મનમાં હિસાબ ગણવા માંડયા હોય એમ વિચારમાં પડે છે. ]

વિમલરાય

[ ત્યાંથી જતાં ] ઉભા રહેજો. આવું છું.

[ વિમલરાય અંદર જાય છે. ]

ઇન્દુકલા

[ ધીરા અવાજે ] સાંભળો. દાદાનું વાંકુ ન બોલીએ. એ આપણા દાદાઃ પણ એમના તો બાપુ !

[બધાં છોકરાં જરા અજાયબી પામે છે.]

નીલમ

[ આડો હાથ નાંખી ] પણ બા, મારી એક વાત સાંભળ. મારે અને જીવનને ખાવાનું નથી જોઇતું.

ઇન્દુકલા

કેમ ?

નીલમ

• [ હળવેથી ઇન્દુકલાને ] અમે અમારૂં કરી લીધું છે.

[ હાથમાં થોડીક ચોપડીઓ સાથે વિમલરાયને આવતા દેખાય છે. સૌની નજર ત્યાં ખેંચાય છે. ]

વિમલરાય

[ દરેકને એક એક ચોપડી વહેંચી ] લ્યો. મજા કરો. વાંચો, કૂદો, હસો. તમને બધાંને દાદાએ નવા વર્ષની ભેટ મોકલી છે.

ગૌરી

અને અમારે કાંઇ એમને મોકલવાનું ખરૂં કે નહિં?

નીલમ

[ ખોટા મિજાજથી ] થોડીક લવંગિયાની લૂમો મોકલજે.

[ ઈન્દુકલા, વિમલરાય, મેના, જીવનઃ
કોઈથી હસવું ખળાતું નથી.

ગૌરી મો ચડાવે છે.

## વિમલરાય

[ ઉતાવળથી ] જો, જો; સળગી ન પડતાં! આજ હોળી નથી: દીવાળી છે. જૂઓ; હું કહું એમ કરો.

[ ગૌરીના હાથમાંથી ચોપડી લઈ, વિમલરાય
એક પાનું કાઢી આપે છે. ]

## વિમલરાય

લ્યો. આ એકવીસમા પાનાવાળું ગીત ગાઓ. હું ને ઇન્દુ સાંભળીએ છીએ.

[ ગીત ગવાય છે. માતપિતાનો હરખ
માતો નથી ]

## મેના ગૌરી નીલમ જીવન

મા! મા! આનંદ આપણે ઘેર કે કારણ આજે દીવાળી;
મા! મા! આનંદ પાડોશી ઘેર કે કારણ આજે દીવાળી.
મા! મા! તોરણિયાં રૂડાં મંગાવ કે કારણ આજે દીવાળી;
મા! મા! આંગણિયાં એથી ઉજાળ કે કારણ આજે દીવાળી.
મા! મા! ભણવાની નહિં પંચાત કે કારણ આજે દીવાળી.
મા! મા! રમવાની એકજ વાત કે કારણ આજે દીવાળી.
મા! મા! કેવી મારે લ્હેર, બસ લ્હેર કે કારણ આજે દીવાળી.
મા! મા! આનંદ ઘેર, ઘેર, ઘેર કે કારણ આજે દીવાળી.

卐

# હોળીનું નાળીએર

| નામ | ઓળખ | વય |
|---|---|---|
| નારદ | શેરીના ગોઠિયા | ૧૩ |
| કિરીટ | | ૧૨ |
| બિન્દુ | | ૧૨ |
| હરબાલ | | ૧૦ |
| ગોપાલદાસ | નગરશેઠ | ૫૪ |
| વસન્તરાય | ફોજદાર | ૨૪ |

ચિત્ર પહેલું

[ શેરીને નાકે બેચાર છોકરાઓ ટોળે વળીને ઉભા છે. નારદના હાથમાં પીત્તળની પીચકારી છે, કિરીટ પાસે શીશમની લાકડી છે, બિન્દુના હાથ ખાલી છે. ]

નારદ

દોસ્તો ! આજે ખૂબ જ ગમ્મત ઉડાવવી છે.

### કિરીટ

હા; ભાઈ, હા! હું તો કહું છું કે ગમ્મત સિવાય આજે બીજું કાંઈ કરવું જ નથી.

### બિન્દુ

બરાબર. [ મુઠ્ઠીમાં રંગ લઇ ] આજ જો મારી સામે કોઇ ગરબડ કરશે તો, હું તો એનું મોઢુંજ રંગી નાંખીશ.

### કિરીટ

[ હાથમાંની લાકડી પછાડી ] અને હું તો માર્યા વિના નહિ મૂકું.

### નારદ

ખરૂં કહ્યું. આજે તો આખા વરસનું વેર વાળવાનો લાગ છે. જેણે જેણે આપણને હેરાન કર્યા હોય એમને જરૂર આપણું પાણી પણ ચખાડવું જોઇએ. કેમ, કિરીટ?

### કિરીટ

બીજુ શું? [ લાકડી બતાવી ] આ લાવ્યો છું જ એટલા માટે.

### બિન્દુ

[ ગંભીર થઈ ] ચા....લો ત્યારે એટલું નક્કી કરીએ કે કોનાં કોનાં હાડકાં ખોખરાં થાય તો સારૂં.

[ ત્રણે જણ વિચારવા લાગે છે. એવામાં નારદની નજર કિરીટની લાકડી પર પડે છે.]

નારદ

[ આશ્ચર્યથી ] પણ આ ધોકો કોનો ઉપાડયો છે?

કિરીટ

[ ધીરજથી ] જેનો છે એના જ ધબ્બામાં પછાડવાનું મને તો મન છે.

બિન્દુ

[ હોંશભેર ] પણ કોના?

કિરીટ

[ દયા ખાઇ ] ગરીબ બિચારા નગરશેઠના! આપણા ઉપર એવો રોફ રાખ્યા કરે છે કે એમની ગાડી નીકળવાની હોય ત્યારે આપણાથી લખોટીએ રમાય નહિ, ગીલ્લીદંડે ખેલાય નહિ; પતંગનો દોર પકડાય નહિ!

બિન્દુ

અને શેઠ કંજુસ પણ કેટલા છે? બોલબૅટ રમતાં જો આપણો દડો એમની ઓશરીમાં ગયો તો ચોક્કસ શેઠાણી ઉપાડી લેવાનાં.

નારદ

[ હસી ] એમાં શેઠનો શું વાંક?

બિન્દુ

કેમ નહિ? શેઠે જ શેઠાણીને શીખવ્યું હશે.

[ત્રણે મિત્રો માંહોમાંહ હસે છે. પછી—]

નારદ

એ બધું તો સાચું. પણ આ સાલ આપણે લાકડાં, છાણાં, કમાડ, છત્રી, પાટલી, લાકડી; જે હાથ આવ્યું

એ ઉપાડી લાવ્યા છીએ. અત્યારે તો ભલે એ સંતાડ્યું. પણ સાંજ પડશે એટલે તો બધું બહાર લાવવું પડશે ને?

બિન્દુ

[ નિરાંતે ] તો લાવીશું.

નારદ

અને પછી કોઇ કાકા લાગમાં લેશે તો?

કિરીટ

હવે લીધાં લીધાં. આપણે વળી બીવાનું કેવું?

બિન્દુ

[ વળી ગંભીર બની ] વા....રૂ. ત્યારે પછી નગરશેઠ ઉપરાંત બીજા કોને કોને લાગમાં લઈશું?

નારદ

ઠીક સંભાર્યું. મારો તો ઘણા ઘણા માટે વિચાર છે. [ દિલગીરીથી ] પણ કેટલાક તો આજે આપણું નામ સુદ્ધાં નહિ લેવાના. [ હોશિયારીથી ] સમજે ખરા ને કે શેરીમાં નીકળ્યા તો ખીસ્સાં ખલાસ થઈ જશે!

કિરીટ

સાચી વાત છે. છેલ્લા પા કલાકથી કોઇ ફરક્યું પણ છે?

[ એજ ઘડીએ ગુસ્સામાં લાલપીળા થતા ગોપાલદાસ નગરશેઠ પ્રવેશે છે. મિજાજ અંગે પાઘડી ઉંચી પહેરાઈ છે, ખેસ જમીન સાથે ઘસડાય છે, ધોતિયું પગમાં ભરાતાં માંડ પડતા બચે છે. ]

નારદ કિરીટ બિન્દુ
[ કુદતા, ખેલતા ] હોળીનો પૈસો, હોળીનો પૈસો.



ગોપાલદાસ

અલ્યા છોકરાઓ, તમે ધાર્યું છે શું? પેલી કંકુ-ડોશીએ મને ફરિયાદ કરી કે તમે એનું ધોકણું લઇ લીધું છે. પેલો મારો મોહન ગુમાસ્તો કહે છે કે એના જોડા નથી જડતા. એટલું ઓછું હતું કે મારી એકની એક લાકડી પણ ચોરી ગયા? [ રોષથી ] બોલો; કોણે લીધી છે?

[ પોતાની પાછળ લાકડી રાખી કિરીટ પાછે પગે દૂર જતો જાય છે. ]

## નારદ

[ હિંમતથી ] અમે કોઇએ નથી લીધી. [ નમ્ર બની ] નકામું આળ ન ચડાવો.

## ગોપાલદાસ

[ ડોકું ઉંચુંનીચું કરી ] હું તમને બધાને ઓળખું છું. તમે ચોરી ન હોય તો એ જાય ક્યાં ?

## બિન્દુ

[ શાન્તિથી ] તમે અમને બીજું બધ્ધું કહેજો, પણ ચોર ન કહેશો.

## ગોપાલદાસ

[ ડોળા તાણી ] શું કામ ન કહું ? સાત વાર ચોર–લુટારા–બહારવટિયા કહેવાનો–કહેવાનો–કહેવાનો.

[ નારદ અને બિન્દુ બેપરવાઈથી સાંભળે છે. દરમિયાન કિરીટ પણ લાકડી સંતાડીને પાછો આવી પહોંચે છે. ]

## ગોપાલદાસ

અને ઉપરાંત હવે તો હું તમારા મગજની રાઈ પણ કાઢી નાંખવાનો છું. બપોર સુધીમાં જો મને મારી લાકડી પાછી નહિ મળે તો તમારે માથે મોત ભમે છે એમ સમજજો.

બિન્દુ

હળવેકથી ] એટલે શું તમે અમારૂં ખૂન કરવાના છો; એમ? [ ચિંતા જેમ ] તો પછી તમને ફોજદાર ફાંસીએ ચડાવશે તેનું કેમ?

ગોપાલદાસ

[ બિન્દુનો હાથ પકડી ] આમ આવ, લુચ્ચા! બોલતાં લાજતો નથી? તને વસન્તરાય પાસે પકડાવું નહિ તો મારૂં નામ નગરશેઠ ગોપાલદાસ નહિ.

નારદ

[ મોટપથી ] જવા દો. છોકરૂં છે. [હાથ પહોળા કરી] ને તમે તો આખા નગરના શેઠ છો.

[ બિન્દુનો હાથ છોડી ગોપાલદાસ નારદ તરફ ફરે છે ગુસ્સામાં એમના હોઠ ફફડે છે; પણ એ કંઇ યે બોલે એ અગાઉ કિરીટ માથું મારે છે. ]

કિરીટ

[ લાડ જેમ ] એટલે નગરશેઠ, તમારે તો અમને પૈસા–આના–રૂપિયા આપવા જોઇએ.

ગોપાલદાસ

[ કરડી આંખે ] બધું મળશે. વસન્તરાયકાકા પાસે માગજો.

બિન્દુ

આસ્તે રહી ] ત્યારે તમે કશું નહિ પરખાવો?

સવારના પહોરમાં તમારા મોહન જેવાએ પણ બે પૈસા આપ્યા હતા.

### ગોપાલદાસ

[ લાગ જોઇ, હસતાં જતાં ] ઓ હો હો હો! ત્યારે કહેતા શું નથી? મેં જ એને કહ્યું હતું કે મારા પૈસાની તમને બોણી કરાવે એટલે આખા દિવસમાં તમને ઢગલાબંધ કમાણી થાય.

[ ગોપાલદાસ બીજી બાજુ ફરી છોકરાંને છેતર્યાના ગર્વથી છીંકણી સુંઘવા લાગે છે. ]

### નારદ

[ કિરીટને અને બિન્દુને, ધીરેથી ] તોપ મારે છે.

### કિરીટ

[ ધીમા અવાજે ] એમજ. પણ આપણે એને પૂરા પડવુ જોઇએ. કેમ; બિન્દુ?

[ બિન્દુ શાંત સૂચનથી એની હા ભણે છે. પછી ગોપાલદાસ નજીક જઈ મોટો ખુંખારો ખાય છે. ]

### ગોપાલદાસ

કેમ; અલ્યા?

### બિન્દુ

[ ગજવામાંથી ડબ્બુ કાઢી ] શેઠ, આ આપનો ડબ્બુ પાછો લ્યો.

### ગોપાલદાસ

[ ઉંડી આંખે ] કેમ?

### બિન્દુ

કારણ કે એ એકદમ અપશુકનિયાળ લાગે છે. એ આવ્યા પછી અમને પાઇની પેદાશ નથી થઈ. કેમ; શેઠ! આ તમારો જ ડબ્બો છે ને?

### નારદ

[ બિન્દુના હાથમાંથી ડબ્બો લઈ, તપાસ્યા પછી ] અરે! બીજા કોઇનો નહિ હોય. જો ને, ૧૮૭૮માં તો એનો જન્મ છે! કહો ને કે લગભગ શેઠની ઉંમરનો.

### કિરીટ

[ સહેજ આસ્તેથી ] અને લગભગ સરખી જ અક્કલનો.

[ ગોપાલદાસ એકએ શબ્દ સાંભળી જાય છે. ]

### ગોપાલદાસ

[ ધુંઆપુંઆ થઈ ] જોઇ લેજો. હવે તો હું વસન્તરાયને બોલાવ્યા વિના રહેવાનો નથી. જોઉં છું કે તમે કેવીક હોળી પ્રકટાવો છો? [ આંગળાં બતાવી ] ત્રણે બદમાશોના હાથમાં આજે બેડી પડશે. તૈયાર રહેજો, ગધેડાઓ!

[ પીઠ ફેરવી ગોપાલદાસ જવા લાગે છે. ]

### નારદ

[ ગુસ્સો દાબી ] ડોસે ગાળ દીધી?

### કિરીટ

[ તુરત ] તો પછી આ પીચકારી છે કોના માટે?

બિન્દુ

[ હળવા હુકમથી ] ચલાવ મારો.

[ તત્કાળ નારદ ગોપાલદાસને લાલ લાલ રંગી નાખે છે. એમાંથી એઓ સ્વસ્થ થાય એ અગાઉ તો ટોળી રપુચક્કર થઈ ગઈ હોય છે. ]

卐

ચિત્ર બીજું

[ પોતાની વાંચવાની ઓરડીમાં ઉંધું ઘાલીને હરબાલ કંઇક વાંચી રહ્યો છે. એક બાજુ પાટીપેન છે, બીજી બાજુ ખડિયો કલમ છે; સામે થોડીક ચોપડીઓ પડી છે.

જરા વારે એ ચોપડીનું એક પાનું ઉઘાડું રાખી, પાટીપર અંદરની રકમ ઉતારવા લાગે છે. ]

હરબાલ

એક રૂપિયો, પંદર આના, અગિયાર પાઇને આણુ-પાણુના અપૂર્ણાંકમાં લખો.

[ હરબાલ પહેલાં વિચારવાની મહેનત કરે છે. એમાં ન ફાવતાં મુંઝાય છે. ]

હરબાલ

[ મનને ] લાવ જવાબ જોઇ લઉં.

[ પાટી બાજુએ મુકી અંકગણિતનાં છેલ્લાં પાનાં ઉથલાવે છે.

ધીમે પગલે પાછળથી નારદ, કિરીટ અને બિન્દુ દાખલ થાય છે. ]

હરબાલ

[ જવાબ જોઈ ] બરાબર હું એ જ ધારતો હતો.

નારદ

[ હરબાલની પાસે પહોંચી ] હં, શું ધારતો હતો ?

કિરીટ

[ આગળ આવી ] જવા દો એને. વેદિયો છે.

હરબાલ

[ મો ઉતરી જતાં ] મેં એક દાખલાનો જવાબ જોયો એટલે હું વેદિયો થઈ ગયો ? તમે તો જાણે....



બિન્દુ

[ વચ્ચે પડી ] ના; અમે કોઇ દિવસ એવી ચોરી નથી કરતા. તારી માફક અમે ઘરે વખત બગાડતા હોઇએ તો એ વારો આવે ને ?

### કિરીટ

એમ જ. હરબાલ, તું અમારો દોસ્ત થઈ આમ છોકરી માફક ઘરમાં બેસી રહે છે એટલે મારે તને વેદિયો કહેવો પડે છે.

[ હરબાલ શરમને લીધે બોલી પણ શકતો નથી. ]

### નારદ

[ ખભે ધીમો ધબ્બો મારી ] હરબાલ, એમ ઝંખવાણો ન પડ. તને ગાળો દેવા અમે અહિં નથી આવ્યા.

### હરબાલ

ત્યારે ?

### બિન્દુ

ધીરજ આપવા. આજે સવારે આપણી શેરીમાં શું શું થયું; કેવી કેવી ગમ્મત જામી; કેટલા કેટલા રંગાઈ ગયા; એ સઘળું અમે તને કહી સંભળાવવાના છીએ.

### હરબાલ

[ હોંશથી ] એમ ?

### કિરીટ

વાહ ! આજે જો તું ત્યાં હાજર હોત તો લોકો અમારી ચાલાકીનાં–બહાદૂરીનાં કેવાં ભારે વખાણ કરતાં હતાં; તે તું તારી જાતે જોત.

### બિન્દુ

પણ પેલી નગરશેઠની દીકરી ચંદન ! શી વાત કરૂં ? કંઇ નહિ કંઈ નહિ ને શેઠની લાકડી આપી ગઇ !

નારદ કિરીટ

જબરી છોકરી !

બિન્દુ

અને એ ટાણે પેલી સુમન શું બોલી હતી તે તમે સાંભળ્યું હતું કે ?

નારદ કિરીટ

ના.

હરબાલ

[ આનંદથી ] શું બોલી હતી ?

બિન્દુ

[ ગંભીર થઇ ] હરબાલ ખોટું ન લગાડીશ. એણે એમ કહ્યું હતું કે આપણી આખી શેરીમાં કોઈ યે નમાલો છોકરો હોય તો એક હરબાલ છે.

[ હરબાલના મોં પર ગમગીની ફેલાય છે. ]

નારદ

[ હાથ પકડી ] દોસ્ત હરલાલ, એમ રડવા જેવો ન થઈ જા.

હરબાલ

[ આંખમા આવેલાં આંસુ લુછતાં ] પણ હું શું કરૂં ? મારે તો ઘણું આવવું હતું. પણ મારા બાપા કહે કે ‘ બબડદાર છે ઘર બહાર પગ મૂકયો તો. ’ બાને પૂછ્યું તો કહે કે ‘ કપડાં રંગાશે તો ખાવા નહિ આપું. ’

[ હરબાલ ગળગળો બને છે. ]

નારદ

[ હિંમતથી દેતો હોય તેમ ] જા રે જા. તું નકામો બી ગયો. બધાના માબાપ એવું બોલે છે.

બિન્દુ

[ તુરત ] પણ કોઈ કરે છે?

કિરીટ

[ ભપકાથી ] કર્યાં હવે. આજે સવારમાં મારી માએ મને કહ્યું હતું કે 'હું પાઠ તૈયાર નહિ કરૂં તો મને દોરડે બાંધશે.' તો ય મેં પાઠ ન કર્યા.

હરબાલ

અને પછી?

કિરીટ

પછી શું? ખાવા વખત થયો એટલે એની ગરજે જમવા તેડી ગઈ.

બિન્દુ

[ સમજાવ્યા જેમ ] જો હરબાલ, રજામાં તે રમવાનું હોય કે વાંચવાનું?

[ હરબાલ વધારે નવાઇ પામે છે. ]

નારદ

બસ; વાતો કરી વખત નથી બગાડવો. ભાઈ હરબાલ! હવે અમે અહીં કેમ આવ્યા છીએ; તે કહીએ. [ વિરામ લઈ ] સુમનના શબ્દોથી અમને બહુ લાગી આવ્યું છે. [ રૂઆબથી ] અલ્યા! તને હલકો કહેનાર વળી એ કોણ?

હરબાલ

[ લાચારીથી ] પણ હું ઘરમાં સંતાઇ રહું પછી....

નારદ

[ અવાજભેર ] તેથી શું ? જો દોસ્ત ! આજે અમે નક્કી કર્યું છે કે આપણી આખી શેરીને અમારે પૂરવાર કરી આપવું કે અમારા બધામાં બહાદૂરમાં બહાદૂર હરબાલ છે.

હરબાલ

[ બીક જેમ ] પણ એ માનશે કોણ ?

કિરીટ

કરી દેખાડશું તોય નહિ માને ?

બિન્દુ

અરે ! પછી તો એમને માન્યા વિના છૂટકો નથી.

હરબાલ

પણ કઈ રીતે ?

નારદ

[ ચપટી વગાડી ] તદ્દન સહેલી રીત છે. [ પટાવતો હોય તેમ ] અમે આજે ઘણું એકઠું કર્યું છે. ગામમાં પણ એની ખબર પડી છે. એટલે વસન્તરાય ફોજદાર સાહેબ જેવા ઉપરી લોકો પણ આપણી હોળી માતાનાં દર્શન કરવા આવવાના છે. નગરશેઠ તો ખરા જ જાણે!

હરબાલ

[ ડરતો ] પછી એમની લાકડી પાછી નહિં માગે ?

કિરીટ

તો કહીશું કે લીધી છે જ કોણે?

બિન્દુ

હં; લીધી હોય એમને પૂછો! અમને શું?

નારદ

હરબાલ, ભાઈ, એ ટાણે અમે હોળીની આસપાસ ઉભા રહીએ અને તું એને ચેતાવ તો........

કિરીટ બિન્દુ

બધા કહેશે કે શાબાશ હરબાલ!

[ હરબાલને લાલચ લાગે છે. ]

નારદ

ખરૂં ને; હરબાલ?

હરબાલ

પણ બાપા જાણી જશે તો....

બિન્દુ

[ ઠંડકથી ] તદ્દન ડરપોક! એ જમવા બેસે ત્યારે આવી જજે.

હરબાલ

પણ કપડાં બગડશે તો મારી બા....

કિરીટ

[ શાન્તિ સાચવી ] મારો ઝબ્બો પહેરવા આપીશ. પછી કાંઈ?

[ હરબાલ કાંઈ કહેતો નથી. ]

નારદ

[ હરબાલની સામે હસી, શાબાશી આપતાં ] કેમ બધું કબુલ ને ?

હરબાલ

[ હોંશ અને હામથી ] ચોક્કસ—ચોક્કસ.

[નારદ, કિરીટ અને બિન્દુ આનંદથી પાછા ફરે છે. હરબાલ પાટી, પેન, ચોપડી વગેરે ઉશેટી ઓરડી બહાર ચાલ્યો જાય છે.]

卐

ચિત્ર ત્રીજું

[ શેરીની વચ્ચોવચ્ચ હોળીની તૈયારી થઈ છે. સૌ અતિશય ઉમંગમાં છે. હરબાલ ચુપકીદી અને ચતુરાઇથી દીવાસળી ચેતાવવામાં મશગુલ છે. ]

નારદ કિરીટ બિન્દુ

હોળીમાતા જંએ ! હોળીમાતા વંદે !

[ ગોપાલદાસ અને વસન્તરાયને આવતાં જોતાં, નારદ, કિરીટ અને બિન્દુ હળવે હળવે દૂર જતા રહે છે. પળ પછી નગરશેઠ અને ફોજદાર આવી પહોંચે છે. ]

ગોપાલદાસ

[ ક્રોધથી ધ્રુજતા જતા ] જુઓ; ફોજદાર સાહેબ, આ પેલા કિરીટીએ મારી લાકડી ચોરી છે એવું મારો મોહનો કહે છે. [ આમતેમ ફરી ] અને પેલો નારદીઓ

ક્યાં ગયો? હરામીએ મારાં ધોબી કને ધોવરાવેલાં કપડાં રંગી નાખ્યાં હતાં. સાહેબ, એ તો હું પોતે કહું છું.

[ હરબાલ પાસે પહોંચી, બરડામાં જોરથી ધબ્બો મારી, ગોપાલદાસ એનો હાથ ખેંચે છે. પણ એ પહેલાં હોળી પ્રગટાઇ ચૂકી છે. ]

### ગોપાલદાસ

કેમ; કિરીટીઆ?

[ ગોપાલદાસ અને, હરબાલ સામ સામું ટગર ટગર તાકી રહે છે. ]

### વસન્તરાય

[ હસી લઇ ] આ તો આપણા શંકરભાઇનો હરબાલ! બાપડો તદ્દન મુંગો છોકરો છે. [ જરા ચીડાઇને ] નગરશેઠ, તમે પણ કેવા માણસ છો? આ બચ્ચાંના રંગમાં ભંગમાં કરાવવા મને નોતર્યો હતો? [મૂછ મરડી] મારા મહેરબાન, પાંચ વરસ પહેલાં હું યે એવું ખેલતો હતો.

### ગોપાલદાસ

પણ સાહેબ,........

### વસન્તરાય

મારે નથી સાંભળવું. [ કરડાઇથી ] મને એમ કે કાંઇ માલપાણી મળે એવું હશે.

[ વસન્તરાય જતા રહે છે. ગોપાલદાસ ડાફાં મારે છે. હરબાલ બોલો બન્યો છે. ]

## નારદ કિરીટ બિન્દુ

[ તાનમાં ]

હાં રે લાલ ! હોળીનો પૈસો ગોપાલદાસ.
લંકાની હોળી બળે જો હનુમાનપૂછડે લાહ્ય;
તો રામ રાજપાટ ભોગવે ને રાવણ ખત્તા ખાય:
હાં રે લાલ ! હરબાલ હોળીનું નાળીએર.
શેરીમાં હોળી બળે જો હરબાલ ધબ્બા ખાય;
તો બાળકને મીઠી મજા ને નગરશેઠને લાહ્ય:
હાં રે લાલ ! હોળીનો ઢબ્બુ ગોપાલદાસ.

卐

# ધણી વિનાનાં

| નામ | ઓળખ | વય |
|---|---|---|
| શરદ | નિશાળિયા | ૧૨ |
| બટુક | | ૧૧ |
| નલિન | | ૧૪ |
| વગેરે | | |
| કીર્તિચન્દ્ર | શરદના મોટાભાઈ | ૨૦ |
| મણિલાલ | નિશાળના મહેતાજી | ૩૭ |
| છોટાકાકા | પાણી પાનાર મહારાજ | ૬૩ |
| લખમણ | શરદનો પટાવાળો | ૫૫ |

**ચિત્ર પહેલું**

[ હાંફ્લોફાંફ્લો શરદ પોતાની ઓરડીમાં આવે છે. હાથ ને મોં લુછી તરત વાળ ઓળી લે છે. પછી બારી વાટે બુમ પાડે છે. ]

**શરદ**

લખમણ !

**લખમણ**

[ બારણામાં આવતાં ] હું; ભાઇ.

શરદ

જરા જો તો ખરો કે કેટલા વાગ્યા ?

[ લખમણ જાય છે. ]

શરદ

[ કપડાં ફેંદી ] મારૂં ખમીસ ક્યાં ગયું ? [ જોરથી ] લખમણ !

લખમણ

[ પાછો આવી પહોંચતાં ] હં; ભાઇ.

શરદ

[ ગુસ્સાથી ] કેટલા વાગ્યા ?

લખમણ

અગિયારમાં પાંચ કમ.

શરદ

[ કપાળ ફૂટી ] ઉંહ ! મેં તને કેટલી વાર કહ્યું છે કે દસ વાગ્યા પછી તારે મને રમવા ન દેવો ?

લખમણ

[ રંક અવાજે ] હું તો ઘણો કહું છું. પણ તમે માનો છો ક્યાં ?

શરદ

મુઠી વાળી ] અને મારૂં ખમીસ ક્યાં ગયું ?

[ લખમણ શોધવા જાય છે. ]

શરદ

[ કકળાટથી ] આ નોકરે કેવા મૂવા છે? કહ્યું તો કરતા નથી અને વળી સામું બોલતાં શીખે છે!

[ કબાટનું બારણું ઉઘાડી, અંદર ચોંટાડેલા ટાઇમટેબલમાં શરદ જૂએ છે. ]

શરદ

અરે! આજ તો ભૂગોળ છે. યૂરોપની નદીઓનાં નામ ગોખવાં રહી ગયાં તેનું શું થશે?

[ પગ પછાડે છે. વળી ટાઇમ ટેબલમાં નજર નાખે છે. ]

ને ગણિત, ને ડ્રોઇંગ, અને અંગ્રેજી અને વળી ગુજરાતી! સોમવારે તો બધા અઘરા વિષયો જ આવે છે! [ કડક ચીડથી ] માસ્તર કોઈ દિ આવું બધું સામટું ભણ્યા હશે?

[ ચોપડીઓ ઉથલાવે છે. ]

લખમણ

[ દાખલ થતાં ] લ્યો ભાઇ, ખમીસ તો તમે રસોડામાં ભૂલી ગયા હતા.

શરદ

[ જલદી પહેરી લઇ ] લાવ કોટ–ટોપી.

લખમણ

[ ખીંટી પરથી લાવી ] લ્યો.

### શરદ

[ કોટ પહેરી, ટોપી હાથમાં રાખી ] બ્રશ લાવ. જોતો નથી કે કેટલી બધી ધુળ ચડી છે ?

[ લખમણ બ્રશ શોધે છે. શરદ ચોપડીઓ એકઠી કરે છે. એવામાં— ]

### શરદ

લખમણ ! મારી ફૂટપટ્ટી ક્યાં મૂકી ?

[ લખમણ બ્રશ અને ફૂટ શોધી કાઢે છે. ]

### લખમણ

ભાઇ, લ્યો પટ્ટી. લાવો ટોપી.

[ તેમ થાય છે ત્યાં અગિયારના ટકોરા સંભળાય છે. ]

### શરદ

[ હાથ લંબાવી ] સાંભળ; અગિયાર વાગી પણ ગયા ! [ ખુરસીમાં પડી ] હું નહોતો કહેતો કે મોડું થશે જ ? [ જરા વાર ચૂપ રહી ] અને હવે માસ્તર મારા માર્ક કાપી નાખવાના ! પછી મારો નંબર નીચો રહે એમાં નવાઇ શી ?

[ દરમિયાન લખમણ એકઠી કરેલી ચોપડીઓ દફતરમાં ગોઠવે છે. પછી શરદના હુકમની વાટ જોતો ઉભો રહે છે. પણ શરદ નીચું માથું નાખી બેસી રહ્યો છે એટલે— ]

લખમણ

શરદભાઇ !

શરદ

[ ઉચું જોઈ ] પણ મારૂં રજીસ્ટર લીધું ? [મોં બગાડી] આજે તો એ સહી કરાવી લઇ જવાનું છે. ત્રીસ છોકરામાં તેવીસમો નંબર આવ્યો છે એટલે સહી કરાવતાં ખૂબ સાંભળવું પડશે.

[ લખમણ ટેબલ પરથી રજીસ્ટર લે છે.]

શરદ

[ હળવો પડી ] લખમણ, સાહેબ છે ?

લખમણ

ના. એ તો દસ વાગ્યાના હાફિસે—

શરદ

[ રાજી થઈ ] તો જરા મોટાભાઇને બોલાવ ને ?

[ લખમણ જાય છે. શરદ બુટ પહેરી, કોટનાં બટન બંધ કરી, માથે લગીર વાંકી ટોપી મુકી, હાથમાં દફતર લઇ, જાણે હોંશથી નિશાળે જવા તૈયાર થયો હોય એવો દેખાવ કરે છે. એવામાં કોટ, પાટલુન, નેકટાઈ અને હૅટના ભપકામાં સજ્જ બનેલા કીર્તિચન્દ્ર આવે છે. પાછળ લખમણ છે.]

કીર્તિચન્દ્ર

કેમ, શરદ ? [ હાથપરની ઘડિયાળમાં જોઇ] કેમ; હજુ સુધી તું નિશાળે નથી ગયો ?

[ શરદ શાંત રહે છે. ]

કીર્તિચન્દ્ર

[ ફરી ઘડિયાળમાં જોઈ ] ચલ; કામ હોય તો જલ્દી કહે. પછી મારે કૉલેજનો વખત થાય છે.

શરદ

[ ગોળગોળ ] હું નિશાળે તો ગયો હતો. પણ....

કીર્તિચન્દ્ર

શું ?

શરદ

[ લુચ્ચી ધીરજથી ] મારગમાં સાંભર્યું કે આજે રજીસ્ટરમાં સહી કરાવવાની છે. એટલે પાછો આવ્યો. પણ અહિં આવતાં તો બાપુ બહાર ગયા છે એવું લખમણ કહે છે.

[ કીર્તિચન્દ્ર લખમણ તરફ ફરે છે. ]

લખમણ

હા; મોટાભાઇ.

શરદ

[ વીનવણીથી ] એટલે મોટાભાઇ, તમે સહી કરી આપો તો મને માસ્તરસાહેબ વઢે નહિ.

### કીર્તિચન્દ્ર

[ હાથ લંબાવી, જરા ગુસ્સો કરી ] સારૂં; લાવ. ખાવાનું સાંભરે છે ત્યારે સહી કરાવવાનું કેમ ભૂલી જવાય છે?

[ શરદ રજીસ્ટર કાઢી, સહી કરવાનું પાનું ઉઘાડી આપે છે. અંદરનો એક



આંકડો પણ જોયા વગર કીર્તિચન્દ્ર મત્તું મારી દે છે. હોંશપૂર્વક શરદ રજીસ્ટરને દફતરમાં મૂકે છે. ]

### કીર્તિચન્દ્ર

[ ઉતાવળાં થતાં ] બોલ; બીજું કાંઇ?

શરદ

[ સંભારવાનો ડોળ કરી ] આજ પહેલી તારીખ થઈ તે, જો તમે ફી આપો તો મને વધુ માર્ક મળે અને મારૂં નામ ઉપર આવે.

કીર્તિચન્દ્ર

[ ખિસ્સાં ખંખોળી ] કહે; કેટલી ફી છે?

શરદ

બે રૂપિયા, દસ આના, છ પાઇ.

કીર્તિચન્દ્ર

[ ખચકાઈ ] હેં?—એટલું બધું તે તમને શું ભણાવી નાંખે છે?

[ શરદ ચૂપ રહે છે. ]

[ ફી આપીને ] લે. સાંજના બાપુ કનેથી લઇને મને પાછા આપી દેજે.

શરદ

હોં. [ કાલો થઇ ] પણ મોટાભાઈ આ રૂપિયા તો મારે આપી દેવાના. મારે વાપરવા સારૂ....

કીર્તિચન્દ્ર

[ એક આનો આપી ] લે; છુટકો કર.

[ ઘડિયાળ સામી આંખો જતાં કીર્તિચન્દ્ર ત્યાંથી ઉપડી જાય છે. શરદ રાજી થયો હોય છે. લખમણ નવાઇથી બધું નીરખ્યા કરે છે. ]

**શરદ**

[લખમણને દફતર સોંપી] ચાલ; લખમણ. મોડું થશે તો માસ્તર માર્ક નહિ આપે. [ છાતી કાઢી ચાલતાં ] તને ખબર છે ને કે એ સાવ મૂરખ માણુસ છે?

[ લખમણ પોતાનું ઘરડું ડોકું ઉંચુંનીચું હલાવી શરદને પગલે ચાલવા લાગે છે. ]

卐

**ચિત્ર બીજું**

[ ઘંટ વાગતાં અંગ્રેજી પહેલીના વર્ગમાં કેટલાક છોકરાઓ દાખલ થાય છે. એમાં બટુક બધાનો ઉપરી હોય એવું તરી આવે છે. ]

**એક છોકરો**

બટુક, માસ્તર કેમ નથી દેખાતા ?

**બટુક**

[ બેપરવાઇથી ] કાં તો માંદા પડ્યા હશે.

**બીજો છોકરો**

અરે! એમ તે હોય ?

**બટુક**

[ ચીડથી ] ત્યારે મરી ગયા હશે.

**ત્રીજો છોકરો**

અલ્યા ! એવું તે બોલાય ?

બટુક

[ હિંમતથી ] શું કામ નહિ ? ક્યાં અમરપટો લઇને આવ્યા છે ?

[બધા છોકરા અચંબાથી સાંભળી રહે છે.]

બટુક

[ હસી લઈ ] તો વળી રજા મળશે !

[મણિલાલ માસ્તર ઠંડે પેટે પધારે છે.
છોકરાઓ પોતપોતાની બેઠક સંભાળી લે છે.]

મણિલાલ

[ ખુંખારો ખાતાં ] કેમ; બટુક ! શાની રજા જોઇએ છે?

બટુક

[ ઠંડકથી ] એ તો અમે વાતો કરતા હતા કે આવતી કાલે આપણા રાજાસાહેબનો જન્મદિવસ છે એટલે રજા હોવી જોઇએ.

મણિલાલ

બેસ, બેસ; હવે. હજુ તો ગઈ બીજીએ તમને એની છુટ્ટી મળી હતી. તમારે રજા જોઈએ એટલા માટે શું મહિને મહિને એમનું વરસ બદલાશે ?

[ આખો વર્ગ હસી પડે છે. એટ-
લામાં નલિન બારણા આગળ આવી ગયો
છે. ગરીબ ચહેરે એ ત્યાં જ ઉભો રહે છે. ]

### મણિલાલ

[ નજર જતાં ] છોકરાઓ ! ઉભા થાઓ. સાહેબ પધાર્યા !

[ નલિન ત્યાંથી અંદર આવતો નથી. ]



### મણિલાલ

[ કાનપટ્ટી પકડી અંદર લાવતાં ] કેમ. નલિનભાઇ ! વહેલાં આવતાં ચુંક આવે છે કે આખા વર્ગને હેરાન કરો છો ?

### નલિન

સાહેબ, જરા જમવામાં મોડું થઇ ગયું.

મણિલાલ

[ ડોક લંબાવી ] કેમ; કાંઇ દુધપાકપુરીની જમણવાર હતી કે શું ? [ વર્ગ સામું જોઈ ] અમને બધાને બોલાવત હતા ને ?

[ ત્યાં શરદ અને લખમણ આવે છે. ]

લખમણ

માસ્તરસાહેબ, અમારે નાનાભાઇને ઘેર જરા કામ હતું તેથી મોડું થયું છે.

મણિલાલ

[ લખમણને ] વારૂ; જરા સાહેબને સંભારજે કે આજે મહિનો બદલાયો તે માસ્તર યાદ કરતા હતા.

લખમણ

જી.

[ લખમણ સલામ ભરી પાછો જાય છે. ]

મણિલાલ

[ નલિનને અને શરદને ] જાઓ; બેસી જાઓ.

[ બંને પોતાની જગાએ જાય છે. ]

મણિલાલ

બોલો; છોકરાઓ ! આજે કેટલા જણ ફી લાવ્યા છો ?

[ એકલો શરદ આંગળી ઉંચી કરે છે. ]

મણિલાલ

[ ગર્વભેર ] જા; દસ માર્ક વધારે લેજે.

[ છોકરાઓ અંદરઅંદર વાતોએ વળગે છે. ]

મણિલાલ

[ ટેબલ પર હાથ પછાડી ] ચાલો; કેટલા જણ આજે ભૂગોળ પાકી કરી લાવ્યા છો ? [ ભૂગોળ ઉઘાડી ] બોલ; બટુક ! રશિયાની મુખ્ય નદી કઇ ?

બટુક

સાહેબ, વૉલ્ગા.

મણિલાલ

કોને મળે છે ?

બટુક

કાસ્પિયન સમુદ્રને.

મણિલાલ

બેસી જા. [ ચોપડીમાં મોં રાખી ] બીજો નંબર ઉભો થાય. બોલ, પો ક્યાંથી નીકળી કોને મળે છે ?

[ બીજો નંબર મુંઝાય છે. દરમિયાન ત્રીજો બટુકને પૂછી લે છે. ]

મણિલાલ

ત્રીજો.

ત્રીજો નંબર

સાહેબ, પો ઈટાલીના મેદાનમાં થઇને આડ્રિયાટિક સમુદ્રને મળે છે.

મણિલાલ

ખરૂં. [ ચોપડી હેઠી મુકી ] રણજીત, ઉભો થા. કહે; આટલાંટિક મહાસાગરને કઈ નદી મળે છે ?

રણજીત

[ વિચાર કરી ] સાહેબ, દસપંદર મળે છે.

મણિલાલ

[ હાથ દેખાડી ] બેસી જા, બેસી જા; તને ભણતાં આવડશે તો પછી નાપાસ કોણ થશે ?

[ વર્ગમાં ચુપકીદી ફેલાય છે. ]

મણિલાલ

[ આંગળી ફેરવતાં ] પાંચમો, છઠ્ઠો, પછી, પછી, પછી........

[ માસ્તરની આંગળી શરદ આગળ અટકે છે. ]

મણિલાલ

બોલ; શરદ ! સ્પેનના દ્વીપકલ્પમાં થઈને આટ-લાંટિક મહાસાગરને મળે છે એ નદીનું નામ શું ?

શરદ

[ બીતાં જતાં ] સાહેબ, ટેઈ....

મણિલાલ

બરાબર; ટેગસ. [બાકીના છોકરાઓને] તમને તો ભરતખંડની ભૂગોળનું ભાન હોય તોયે અહોભાગ્ય ! ચંપક, ઉભો થા. કહે જોઉં; ગંગા–ગોદાવરી શું છે ?

[ ચંપક મુંઝવણમાં મુંગો રહે છે. ]

### મણિલાલ

પછી, પછી, પછી.......

[ છેલ્લા છોકરા સુધી કોઇ કાંઈ કહેતું નથી. ]

### છેલ્લો છોકરો

[ આંગળી ઉંચી કરી ] સાહેબ, હું કહું ?—ગંગા ને ગોદાવરી તો બેઉ બહેનો છે. [ ફૂલાઇ ] અમારી પાડોશમાં રહે છે.

### મણિલાલ

[ કંટાળો દેખાડી ] બેસ; ગાયના ભાઇ ! બેસ. તને તો બે નંબર નીચો પણ કેમ ઉતારવો ?

[ મણિલાલ બે હાથે તાળી પાડી, વર્ગનું ધ્યાન પોતા તરફ ખેંચે છે. ]

### મણિલાલ

[ ખુરસી છોડતાં ] ત્યારે શરદ, આ બારમા મનોયત્નમાંથી પહેલા દસ દાખલા ઉતારવજે. છોકરાઓ, કોઇએ કોઇનામાંથી ચોરી કરવાની નથી. શરદ ! તું ધ્યાન રાખજે, હું લગીર પગારપત્રકમાં સહી કરી આવું.

[ મણિલાલ માસ્તર જાય છે. બીજી પળે આખો વર્ગ શાકપીઠ જેવો ઘોંઘાટ મચાવી મૂકે છે. ]

卐

### ચિત્ર ત્રીજું

[પાણી પાનાર મહારાજ છોટાકાકા એમની ઓરડીના ઓટલા આગળ ખાટલી ઢાળીને બેઠા છે. ત્યાં લખમણ આવે છે.]

**છોટાકાકા**

આવ; લખમણ, બેસ. પાંચ થવા આવ્યા ખરું ?

**લખમણ**

હા; કાકા. [જમીનમાં બેઇ] કાંઇ છૂટકો છે ?

**છોટાકાકા**

[નવાઇથી] એમ કેમ; ભાઇ ?

**લખમણ**

[થોડું ઉશ્કેરાઇ] કાકા, આ ઉમરે તો હવે થાક ચડે છે. [છાતીપરનો પટો દેખાડી] હું ખાસ હાકિસનો



પટાવાળો, એને આવું ખાનગી કામ કરવું પડે એ કેમ ગમે ?

**છોટાકાકા**

[લખમણનો બરડો થાબડી] ભાઇ, એમ જ ચાલે. હું પણ આ માસ્તરોનું શાકપાંદડું લાવી આપવામાંથી

છુટી શકતો નથી. શું કરવું ? [ નિરાશાથી ] સામું એક પણ વેણ બોલીએ તો બીજે દિવસે ઘેર બેસવા વારો આવે.

[ થોડી વાર બંનેમાં ગમગીની આવે છે. ]

### છોટાકાકા

લખમણ, જાણે બધી દુનિયા ફરી ગઇ હોય એવું લાગે છે ખરૂં ? ક્યાં અસલનાં છોકરાં ને ક્યાં અત્યારનાં ?

### લખમણ

[ થોડું હસી ] હા; કાકા. તમે તો કેટલાં બધાં છોકરાં દીઠાં હશે !

### છોટાકાકા

[ ઉમંગથી ] અરે! ગણ્યાં ગણાય નહિ એટલાં. [ આંગળીના વેઢા ગણતાં ] આ તમારે પાંજરાપોળના ઉપરી કાલિદાસભાઇ, પેલા દાક્તરસાહેબ ગુલાબરાયભાઈ, આ મીલવાળા ગણપતરામભાઇ, વળી પેલા મુંબઈ શહેરમાં મોટા વકિલ છે એમનું નામ સાંભળ્યું છે ના ? [ લખમણનો હાથ ઝાલી ] સરકાર માબાપે એમના નામ અગાડી છોગું ને પછાડી પૂંછડું લગાડ્યું છે ! બધા એમને સર ચંદુલાલભાઇસાહેબ શી આઈ ને એવું એવું કહીને બોલાવે, હોં ! નકર કોઇને દાદ ન દે ! [ ઝીણી મૂછપર તાલ દઈ ] લખમણ, તને ખબર છે કે આ બધાને મેં પાણી પાયું છે ?

### લખમણ

બરાબર; કાકા.

છોટાકાકા

[ રંગથી ] અને તારા સાહેબ પણ મારી આંખ નીચે આવી ગએલા. [ ઠંડા થઈ ] પણ એ જમાનો જતો રહ્યો !

લખમણ

કેમ; કાકા ? એમ કેમ કહો છો ?

છોટાકાકા

[ આંખે આંગળી લઈ જઈ ] આ ઘરડી આંખ એવું કહે છે. મને લાગે છે કે હવેનાં લોક બધાં એકલપેટાં બહુ થવા માંડયાં છે. આ માસ્તરોનું જ જૂઓ ને ? પગાર મળ્યો એટલે જાણે ગંગા નહાયા ! પેલા મણિલાલ માસ્તર આજે બપોરે બાર વાગ્યાના રપુચક થયા હતા તે સાંજે ચારને ટકોરે પાછા આવ્યા ! આ ભણાવવાના ચાળા છે ?

લખમણ

કાકા, એમને તો હું ઓળખું છું. એક દહાડો અમારા સાહેબે એમને કહેવડાવેલું કે અમારે નાનાભાઇને ધ્યાન દઇને ભણાવે. તો મને કહે કે સાહેબને મારા સલામ સાથે કહેજે કે શરદભાઇ જરૂર પાસ થવાના છે. પછી શું ?

[ છોટાકાકા આછું આછું હસે છે. ]

લખમણ

[ હર્ષમાં આવી ] અને પછી એક દિ સાહેબ ઘરમાં વાતું કરે કે નાનાભાઇ પાસ કેમ ન થાય !—ફ્રી કાંઈ

અમસ્થી આવે છે ?—માસ્તરને શું મફતના પૈસા આપીએ છીએ ?

### છોટાકાકા

અને લખમણ, પછી છોકરાં ભણે પણ શું? માબાપ માસ્તરને માથે નાંખે, માસ્તર માબાપને માથે નાંખે; એમાં છોકરાંનું શું વળ્યું ?

[ ઘંટ વાગે છે. ગડબડાટ કરતા છોકરા બહાર ધસી આવે છે. ]

### શરદ બટુક નલિન
વગેરે

મણિલાલ માસ્તરે મરઘડું માર્યું,
ચાલો નિશાળિયા! ઘેર જઇએ.

卐

# ત્રિવેણી

| નામ | ઓળખ | વય |
| --- | --- | --- |
| વાસંતી | મીલમાલિકની પુત્રી | ૧૩ |
| મનહર | મીલમુનીમની દીકરી | ૧૪ |
| રતન | મીલમજૂરની છોકરી | ૧૧ |
| સોનબાઇ | મેળાની માલણ | ૩૫ |

## ચિત્ર પહેલું

[ શહેર બહાર મેળો ભરાયો છે. રેવડી-વાળા, શીંગવાળા, વટાણાવાળા વગેરે આમતેમ ફરતા જણાય છે. રબ્બરના ફૂલકા, માટીનાં રમકડાં અને મઢેલાં ચિત્રો પાથરીને થોડાક દુકાનદારો પણ બેઠા છે. નગરનાં નાનાં અને મોટાં, ગરીબ અને તવંગર લોક અહિં ખરીદી કરતાં માલુમ પડે છે.

વાસંતી અને મનહર ફરતાં ફરતાં સોનબાઇની ફૂલની દુકાન આગળ આવતાં અટકી જાય છે. ]

**વાસંતી**

મનહર, અહિં શું જોવાનું છે ?

**મનહર**

વાહ ! શી મીઠી સુવાસ ! જાણે અહિં જ બસ ઉભાં રહીએ ! વાસંતીબહેન, તમને એવું થાય છે કે નહિં ?

[ આ વાતચિતથી સોનબાઇની નજર એમનાપર પડે છે. વાસંતીનાં રેશમી વસ્ત્રોના ચળકાટથી અને મનહરનાં સુતરાઉ વસ્ત્રોના ઉજાસથી એની આંખો અંજાય છે.

દુકાન આગળ ઉભેલા બેત્રણ મીલ-મજૂરો, આ જોઈ ચાલતા થાય છે ] .

**સોનબાઈ**

આવો; બહેન ! આવો.

**મનહર**

[ પાસે આવી ] બહેન, આ ફૂલો તો જૂઓ ! કેવાં મજાનાં છે ? તમને ગમે છે કે નહિ ?

**વાસંતી**

[ રસ વગર ] ઠીક છે. સુગંધ સારી છે. પણ....

**સોનબાઇ**

અરે આખા ગામમાં ફરી વળો. આવાં ફૂલનો જો જોટો જડે તો મારે પાઇ પણ ન લેવી. બહેન, સાધારણ માણસ તો આવું સુંઘવામાં સમજે ય નહિં. એ તો તમ રેખાં કોક ભાગ્યશાળી કદર કરી જાણે !

મનહર

[ સમજાવતી ] બ્હેન, એની વાત ખરી છે.

સોનબાઈ

[ એક મોટું ગુલાબ ધરી ] લ્યો, બા. નાકની કને લઇ જાઓ એટલે ખબર પડશે. આખા શરીરમાં એની વાસ ફેલાઇ જશે! [ અવાજ હળવો કરી ] કહેશો તો કેસરિયા પીળું ગુલાબ પણ છે, દુધિયા સફેદ પણ છે.

[ વાસંતીને સાંભળવામાં એટલો આનંદ આવે છે કે સામેથી એ કશું જ કહેતી નથી. એટલે પછી—]

•

મનહર

વાસંતીબ્હેન, ગુલાબ ન ગમતું હોય તો બીજાં આટલાં બધાં ફૂલો છે. [ સોનબાઇને ] બાઈ, આ મોગરો, બારમાસી, બોરસલ્લીને તારે કરવાનાં છે શું? જરા જો તો ખરી કે તારે ત્યાં કોણ ઘરાક આવ્યું છે!

[ સોનબાઇ વાસંતીને ઓળખવાની મહેનત કરે છે. થોડી વાર પછી આતુર નયને મનહર ભણી જૂએ છે. ]

મનહર

ન ઓળખ્યાં? આ શહેરમાં રહે છે કે કોઇ ગામડામાં? [ હાથ લાંબો કરી ] પેલી દરવાજા બહાર ધનવિજય મીલ છે ખરી ને?

### સોનબાઈ

હાઆ........

### મનહર

એમાં મારા બાપુ મુનીમ છે, હોં! પણ એના માલિક નારાયણશેઠ ખરા ને?

### સોનબાઈ

[ ઝડપથી ] હા, બહેન, એમને કોણ ન ઓળખે?

### મનહર

એમનાં આ દીકરી—વાસંતીબા.

### સોનબાઈ

[ આનંદમાં આવી ] એમ? ઓહો! પધારો, બા. આખી દુકાન તમારી જ છે. જે જોઈએ તે ઉપાડી લ્યો. હાર, ગોટા, કલગી: શું ગમે છે?

### મનહર

[ સોનબાઈને ] હંઅ. હવે વેપાર કરતાં આવડ્યો. [ વાસંતીને ] બહેન, તમે કોઈ દિવસ આવે ઠેકાણે આવો નહિં એટલે આ બિચારી તમને ક્યાંથી ઓળખે? [ સોનબાઈને ] બાઈ! બહેન તો આજે પણ નહોતાં આવતાં. પણ મેં બહુ આગ્રહ કર્યો કે ગોકળઆઠમ તો બાર મહિનાનું પરવ કહેવાય. એટલે પછી મોટર આ બાજુ વળાવી.

**સોનબાઈ**

[ મનહરને ] ભગવાન તમારૂં ભલું કરશે. [ વાસંતીને ] પણ બા, તમે કેમ કાંઇ બોલતા નથી ? બોલો; આ કમળ તમને પસંદ છે ?

**વાસંતી**

[ મોળી જીભે ] મને ખાસ કશું નથી ગમતું.

**મનહર**

[ તુરત ] અને બાઈ, અમારાં બ્હેન શરમાળ પણ બહુ, હો.

**સોનબાઇ**

આ બધું તમારૂં જ છે. જૂઓ; બા, એમ શરમાશો નહિં. આવા સુંવાળા હાથ ફરતા આ બાજુબંધ બાંધશો અને ગળા આસપાસ આ માળા પહેરશો એટલે તો વનપરી જેવાં રૂપાળાં લાગશો ! અને આ જુઇની માળા ઠાકોરજીને ચડાવશો તો આખો બંગલો બ્હેક બ્હેક થશે !

**વાસંતી**

[ કંટાળી ] પણ અમારે ત્યાં ઠાકોરજી જ નથી તેનું કેમ ?

[ સોનબાઇ નરમ પડે છે. ]

**મનહર**

[ હસી ] વાસંતીબ્હેન, એને એવું શું પૂછો છો ? [ ગંભીર જેમ ] પણ ઘરમાં ફૂલ હોય, ફૂલની વેણી હોય,

કલગી હોય, માળા હોય તો ચારે કોરથી સરસ સુગંધ આવ્યા કરે, એવાત તો સાચી ને ?

### સોનબાઇ

[ ટટાર થઇ ] બરાબર. બહેન, એમનું કહેવું વાજબી છે.

### વાસંતી

[ નરમાશથી ] હશે. પણ અમારા બંગલાની ચારે કોર એવો સુન્દર બગીચો છે કે........

### મનહર

હ્યો. એ તો બહેન, હોય જ ને ? તમારે તે વળી ખોટ શાની ?

[ બે ઘડી બધાં ચૂપ રહે છે. ]

### મનહર

[ આંખથી સમજાવી ] બાઈ, નકામો વખત શું લગાડે છે ? આ એક બે માળા, બે ચાર કલગી અને થોડાંક ફૂલને એક ટોપલીમાં ગોઠવી દે. જાણતી નથી કે હજુ તો અમારે ઘણું ફરવાનું બાકી છે ?

### સોનબાઇ

[ થનગન થતી ] હા, બહેન ! હા.

[ સોનબાઈ તેમ ગોઠવવા લાગે છે. ]

### વાસંતી

પણ એની કિંમત........

મનહર

[ સોનબાઇ સામી આંખ મીંચી, વાસંતીને ] એ તો આપણે રાજીખુશીથી જે આપીએ એ.

સોનબાઈ

ખરૂં, બા. આપની આગળ કાંઈ મારે ભાવ કરવાનો હોય ? [ ખુબીથી ] પણ બા, ચીજ જોઇને કિંમત કરજો.

મનહર

[ હસી જઈ, સોનબાઈને ] અરે ! ગાંડી, એવું શું બોલે છે ?

[ હર્ષથી સોનબાઇ ટોપલી તૈયાર કરે છે. એવે વખતે બીતે પગલે ત્યાં રતન આવે છે. બધાથી થોડીક છેટી એ ઉભી રહે છે. ]

સોનબાઇ

[ ડોળા કાઢી ] કેમ રે મૂઈ ? અહિં શું દાટયું છે ? [ છણુકો કરી ] આઘી જા.

[ રતન બીક અંગે બોલી શકતી નથી. ]

મનહર

[ સોનબાઇને એક બાજુ લઈ જઈ ] બાઈ, જો; પેલી પેલી ભુરા રંગની મોટર જોઇ ?

સોનબાઈ

હા.

મનહર

[ મોટેથી ] એમાં આ ટોપલી મૂકી આવ. [ ધીરેથી ] સાંભળ. તને બે રૂપિયા આપવાનું મેં કહ્યું છે. એટલે પછી હું હારતોરા માગું તો એના પૈસા તારે નહિં લેવાના. સમજી ને ?

[ અમૃત જેવી આંખે એટલું કબુલ કરતી, સોનબાઇ મોટર તરફ જાય છે.



મનહર ફરીને જૂએ છે તો વાસંતી
રતન જોડે વાતોએ વળગેલી જણાય છે.]

વાસંતી

રતન, તારૂં નામ તો મજાનું છે. પછી તારાં કપડાં આવાં મેલાં અને ફાટલાં કેમ છે ?

મનહર

એમાં પૂછવાપણું શું ? જેવાં મળે એવાં પહેરે. એને કાંઈ ઓછાં શીવડાવવાનાં હોય ?

[ વાસંતીને વાત બરાબર સમજાતી નથી.
એટલે વિષય બદલે છે. ]

વાસંતી

પણ રતન, તુ આ મેળામાં શું કામ આવી છું ? કશું વેચાતું લેવા કે....

મનહર

અરે ! અમસ્થું જોવા. [ લટકો કરી ] અને લાગ મળે તો કંઈક ઉપાડી લેવા.

રતન

[ ગરીબીથી ] ના; બા.

મનહર

[ ગુસ્સાથી ] ત્યારે શું ચકડોળમાં ચક્કર ખાવા ?
[ રતન થોથવાય છે. ]

વાસંતી

..[ ખભે હેતાળ હાથ મૂકી ] બોલ; રતન, બોલ.

રતન

[ આંગળી ચીંધી ] હું તો આ આકડાની માળા લેવા આવી હતી.

મનહર

શું કામ ? તારે તો નથી પહેરવી ને ? એમ રૂપાળાં નહિં થવાય !

રતન

[ બીતી બીતી ] એ તો આજ શનિવાર છે એટલે હનમાનજીને ચડાવવા વાસ્તે મારી બાએ એક માળા લેતા આવવાનું મને કહ્યું હતું.

[મનહરનું મોં ઉતરી જાય છે.
સોનબાઇ પાછી આવે છે. ]

વાસંતી

[ સોનબાઈને ] બાઈ, આ રતનને પેલી માળા આપ. [ રતનને ] કેમ; એક થઇ રહેશે ને ?

[ સોનબાઈની નવાઈને પાર નથી. તો પણ વાસંતી કહે છે એમ કરે છે. રતનને આનંદ પણ એટલો જ છે. ]

વાસંતી

[ સોનબાઈને બે રૂપિયા ધરી ] લે; ખુશી થા. [મનહરને] ચાલ; જઈશું ને ?

મનહર

[ સોનબાઇ સામું જેતી ] ત્યારે અમે જઇએ છીએ.

સોનબાઈ

પણ બહેન, તમે તો કાંઇ ન લીધું ! લ્યો; આ હાર લેતાં જાઓ. મારે એના પૈસા પણ ન ખપે ! તમારાં જેવાં ઘરાક ક્યાંથી ?

[ મનહર હસીને હાર લે છે. પછી વાસંતી અને મનહર મોટર તરફ ચાલવા લાગે છે. રતન ધીરે પગલે એમની પાછળ જાય છે. ]

સોનબાઇ

[એકલી] મનુબહેન જેવું કોઇ નહિં ! રોજ શેરીમાં કંજુસ થાય ! પણ આજે કેવાં ઉદાર થયાં ? [ મજાકમાં માથું ધુણાવી ] એમ છે. પારકે પૈસે કોણ કજુંસાઇ કરે ?

[ ઓચિંતી ફેરિયાઓમાં દોડધામ મચી રહે છે. સોનબાઈ જૂએ છે તો એક જમાદાર અને એક સીપાઈ સ્થળ ઉપર હાજર થયા હોય છે. ]

જમાદાર

કેમ રે ડોકરી ! આ સીપાઇ શું કહે છે ?

સોનબાઈ

શું, બાપજી ?

### જમાદાર

એના લત્તામાં બેસવું અને એને જ લુંબખો રાખવો? પછી એ અમને શું આપે ?

### સોનબાઈ

[ શાન્તિથી ] પણ બાપ, કાંઇ વેચાય તો....

### જમાદાર

એ કામ અમારૂં નથી. [ તોરથી ] સીપાઇ ઉઠાડી મૂક એને. તદ્દન ખબર વગરની લાગે છે.

### સીપાઇ

[ દમથી ] ચાલ; ઉપાડ બધું. નહિં તો ફેંકી દેવું પડશે.

[ કંઇ ગરજ ન હોય એમ સોનબાઇ ટોપલાઓ ઉચકી ચાલતી થાય છે. એ જ પળે, બીજી બાજુથી કોઇની મોટરનું ભુંગળું અને કોઇ છોકરીની ચીસ એકી સાથે સંભળાય છે. જમાદાર અને સીપાઈ તે તરફ દોડી જાય છે ]

卐

### ચિત્ર બીજું

[ નારાયણ શેઠના ભપકાબંધ બંગલામાં વાસંતીનો ખંડ પણ સુન્દર છે. ભીંતો પર

મજાનાં ચિત્રો લટકે છે. એક ખૂણે મચ્છરદાનીથી ઢાંકેલો પલંગ છે. ભીંતની સરસું એક ટેબલ છે અને એનાપર પુસ્તક, પેન, ખડિયો, કલમ, કાગળ વિગેરે ફક્કડ રીતે ગોઠવેલાં છે.

ખંડની વચ્ચે ચકચકિત ગોળ ટેબલ છે. ટેબલ વચ્ચે નાની શી ફૂલછાબ છે. એમાં ભાતભાતનાં સુગંધી ફૂલો ગોઠવેલાં છે. ટેબલ ફરતી થોડીક ખુરસીઓ છે.

ખંડના બારણા આગળ જડબાં ફાડેલું વાઘનું મ્હોરૂં છે.

રતનનો હાથ ઝાલીને વાસંતી અહિં દાખલ થાય છે. પાછળ મનહર પણ હોય છે.]

**રતન**

[ વાઘનું મ્હોરૂં જોતાં ] ઓ બાપ રે ! વાઘ આવ્યો !

**વાસંતી**

[ હેતથી ] રતન, ગભરા નહિં. એ તો મૂવેલો વાઘ છે. આવ; પાસે જઇને જોઇએ.

**મનહર**

[ ટોળથી ] પણ એ તો મૂવેલા વાઘથી પણ બીતી હશે!

**વાસંતી**

[ ખીજાઈ જઇ ] મનહર, મને આ તારી ટેવ જરાય ગમતી નથી. ગમે તેનું વાકું બોલવામાં તને મળે છે શું ?

[ મનહરનું મો ભારેખમ છે. ]

### વાસંતી

[ મનહરને મનાવતી ] જો; એમ ખોટું ન લગાડ. પણ અત્યારે રતનની મશ્કરી કરવાનો વખત છે? બિચારીને પૂછ તો ખરી કે એને કેમ કરતાં વાગ્યું?–ક્યાં ક્યાં વાગ્યું?

### રતન

[ હાથ જોડી ] બા, મને લગીરે વાગ્યું નથી. જરા મોટરનું પતરું અથડાયું એટલે હું પડી ગઇ.

### વાસંતી

[ રતનને ધીરજ દેતી ] રતન, ખોટું ન બોલ. તારાં લુગડાં પણ કેવાં ગંદાં થઇ ગયાં છે?

### મનહર

વાસંતીબા, એમાં વાંક કોનો? મોટરનું ભુંગળું ન સાંભળ્યું ત્યારે એ કાદવકીચડમાં ગબડી ને?

### વાસંતી

[ વિવેચથી ] પણ એણે ભુંગળું શાથી ન સાંભળ્યું; એ પણ આપણે પૂછવું જોઇએ ને?

### મનહર

[ મોં ચડાવી ] તો પૂછી જૂઓ. મને ખાત્રિ છે કે જરૂર એ જૂઠું બોલવાની.

[ પ્રેમથી વાસંતી રતન તરફ ફરે છે. રોફી મનહર રતનને કરડી આંખે જૂએ છે. ]

### રતન

[ ગળગળી થઇ ] હું સાચું બોલું છું; બા ! તમે મને મફત હાર દીધો એટલે મારે તમારૂં નામ પૂછવું હતું. પણ ત્યાં તો મોટર ચાલવા લાગી એટલે મારાથી હાથ ઉંચો થઇ ગયો.

[ તુરતજ મનહર કંઇક બોલવા જાય છેઃ પણ વાસંતી આડો હાથ ધરે છે એટલે એને મુંગા રહેવું પડે છે. ]

### વાસંતી

[ વિચાર કરતી ] પણ રતન, મારા નામનું તારે શું કામ ?

### રતન

મારે મારી માને કહેવું જોઇએ ના કે હાર કોણે અપાવ્યો ? તમારા નામની ખબર ન હોય તો પછી હું કહું શું ?

[ વાસંતી રતનને શાબાશી આપે છે. મનહરનું મોં ઉતરી જાય છે. ]

### વાસંતી

[ ખુરસીમાં બેસી ] રતન, મનહર, અહિં આવો. [ ખુરસીઓ ચીંધી ] બેસો.

[ મનહર બેસે છેઃ પણ રતન અચકાય છે. ]

વાસંતી

રતન, ખુરસી બગડે તો વાંધો નહિં. ધોબી ધોઇ નાંખશે. તું નિરાંતે બેસ. બોલ; તને ભૂખ લાગી છે ને?

[ રતન જેમતેમ કરી ખુરસી પર બેસે છે. ]

વાસંતી

મનહર, જરા અંદર જઇ મહારાજને કહે ને કે થોડીક ગરમ પુરીઓ બનાવે.

[ ખુરસીમાંથી મનહર ઉઠે એ પહેલાં રતન નીચે ઉતરી પડે છે. ]

રતન

[ ઉપરા ઉપરી ] ના; બા ! મારે કશું નથી ખાવું. મને ક્યાંઈ વાગ્યું નથી. તમે મને નકામી અહિં લાવ્યા છો. મારે તો હવે ઘરે જવું છે. મારી મા વાટ જોતી હશે. હનમાનજીને માળા ન ચડાવાય ત્યાં લગી એ કોળિયો ભરતી નથી. બા, મને જવા દો.

વાસંતી

[ પટાવતી ] રતન, 'એમ' ના ન પડાય. જો; તારે ત્યાં બધું ઠરી ગયું હશે. અને ગરમ પુરી ને શાક તો અહિં ઘડી વારમાં થઇ જશે.

રતન

ના રે બા ! કાને તો ટાઢો રોટલો બહુ ભાવે છે.

વાસંતી

[નવાઈ પામી] એવું ઉંધું કેમ બોલે છે? કાલે શીતળાસાતમ હતી તે હું તો અરધી ભૂખી ઉઠી હતી. ટાઢું ગળે ઉતરવું જોઈએ ને?

મનહર

[નરમાશથી] વાસંતીબા, વળી તમે મને કહેવાનાં કે હું રતનનું વાંકું બોલું છું. પણ હવે તો મારાથી રહેવાતું નથી. રતનની જે તે વાતની તમને નવાઇ લાગ્યા કરે છે તેનું કારણ એ છે કે એની જેવી છોકરી તમને આજે પહેલવહેલી મળી છે. [લગીર ગવથી] બાકી મેં તો એવી ઘણીયે જોઇ છે!

વાસંતી

એટલે?

મનહર

[લુચ્ચી આંખે] એટલે મને ખબર છે કે શું કામ રતનને ગરમ પુરીઓ ગમતી નથી?

વાસંતી

[તુરત] શું કામ? કહે ને?

મનહર

[કાલું હસી] અરે! એમને તો હંમેશ ટાઢું જ પેટમાં ભરવાનું હોય! ન મનાતું હોય તો પૂછો રતનને.

**વાસંતી**

હેં રતન! આ મનહર સાચું કહે છે?

**રતન**

[ નીચું જોઈ ] હા; બા. દિ ઉગ્યામાં મારી મા રોટલા રાંધે એ સૂરજ માથે આવે ત્યારે અમે ખાઇએ.

**વાસંતી**

એમ કેમ?

**રતન**

શું કરીએ, બા? મારી મા વહેલી ઉઠીને મીલમાં જાય તે બપોરે પાછી આવે ત્યારે થાય.

**વાસંતી**

[ રસથી ] તે તારી મા કઇ મીલમાં જાય છે?

**રતન**

પેલી પુલ પાસે મીલ છે ના? [ભાર દઈ] એમાં.

**વાસંતી**

[અભિમાનથી] લે; રતન! એ તો આપણી મીલમાં!

**મનહર**

[ શાન્ત દમામથી ] હું તો જાણુતી જ હતી!

**વાસંતી**

ત્યારે કહેતી શું નહોતી?

[ મનહર મનમાં જવાબ ગોતે છે પણ એ પહેલાં—]

રતન

[ ઉંબરા તરફ જતાં ] પણ મને રજા આપો. મારી મા મને સંભારતી હશે.

વાસંતી

[ રતનને રોકતી ] થોડી વાર ઉભો રહે. રતન, આજે તો તેં મને ઘણી લહેર કરાવી છે. બોલ જોઉં; તું અહિં વારે ઘડીએ આવીશ ખરી ને?

રતન

[ આંખમાં આંસુ આવતાં ] હા; બા, બોલાવશો કે આવીશ. પણ અત્યારે જવા દો. તમારી મોટી મહેરબાની થશે.

વાસંતી

[ મીઠાશથી ] મનહર, જો તો ખરી કે આ કેવી મજાની છોકરી છે! તું એનાથી દૂર શું કામ ભાગે છે? મને તો એની જોડે બહેનપણાં કરવાનું મન થાય છે!

મનહર

[ ડાહી ડમરી જેમ ] તો બહેન, તમારી એવી મરજી હોય તો મારી ક્યાં ના છે?

વાસંતી

[ રાજી થતી ] બસ; મનહર! આમ ચોખ્ખા દિલથી તું વાતો કરે છે ત્યારે કેવી વ્હાલી લાગે છે!

રતન

[ આંખો લુછતી ] હું જાઉં છું, બા. મારે ખૂબ આઘે જવાનું છે.

મનહર

અને મારે પણ વખત થયો છે.

વાસંતી

[ આગ્રહ કરતી ] એમ ઉતાવળ શું કરો છો ? જવાય છે હવે !

મનહર રતન

પણ....

વાસંતી

[ ખુશમિજાજથી ] હવે જાણ્યાં તમારાં પણ નેબણું! મોડું થશે તો મારી મોટર મૂકી જશે. પછી કાંઇ ?

[ મનહર અને રતન ચૂપ બને છે. ]

વાસંતી

[ ઉમંગથી ] મનહર, આજ તો બહુ મજા પડી ! તું મેળામાં ખેંચી ગઇ તો આ રતનને મળાયું. તું રોજ આવી લહેર કરાવતી હો તો ? બસ; હું, તું ને રતન–ત્રણે જણાં સંગાથે હળીએ મળીએ અને લીલાલહેર કરીએ !

મનહર

[ મનમાં મલકાતી ] પણ મને શી ખબર કે તમને એમાં આટલી બધી ગમ્મત આવશે ? મને તો એમ કે

રતન જેવાં ગંદાં અને ગરીબ છોકરાં સામું તમને જોવું પણ નહિં ગમતું હોય.

[ વાસંતી રતનને પોતાની નજીક લે છે. ]

**મનહર**

[ લાગ લઈ ] નહિંતર છોકરીઓની નિશાળ જેવી નિશાળમાં ભણવાનું મૂકીને તમે તમારે બંગલે ચારપાંચ માસ્તર બોલાવો ખરાં ? નિશાળમાં જોઇએ એટલી રતનો તમને મળી રહેશે !

**વાસંતી**

[ સામેથી લાગ સાધી ] પણ પછી તારાથી જેની ને તેની સામે નાક નહિં ચડાવાય, હોં. બધીને ઓળખાવવી પડશે. મારી સાથે મીઠાશ વાપરવી અને રતન સામે મોં બગાડવું એ કામમાં નહિં આવે, હોં.

**મનહર**

[ શરમમાં નીચું જોઈ ] વા....રૂ.

**વાસંતી**

[ આનંદના આવેશમાં ] વાહ ! પછી તો બસ મજા, ગમ્મત ને લહેર !

**રતન**

પણ બા, મને અત્યારે તો જવા દો.

**વાસંતી**

[ હસી જઈ ] ખુશીથી. પણ પાછી ક્યારે આવીશ ?

**મનહર**

[મજાકથી] કહેશો તો કાલ સવારે આવશે.

**વાસંતી**

પણ મનહર, એને તો બોલવા દે?

**રતન**

[મુંઝાતી, બીતી] કહું?—હું બેસતા વરસને દિ આવું તો તમે મને આવવા દો ખરાં?

વાસંતી

એટલું બધું મોડું?

**રતન**

[હોંશથી] પણ બા, એ દહાડે તો અજવાળું થશે એ પહેલાં અંધારામાં હું આવવાની!

**મનહર**

[હસતાં] દારૂખાનું ફોડવા?

**વાસંતી**

[હેતથી] જો; વળી બોલી!

**રતન**

[લાડથી] અને સાથે સબરસ પણ લાવવાની! લેશો ખરાં ને?

મનહર

ગાતી ગાતી આવીશ તો લેશે. [ હળવે રહી ] ને પૈસા પણ દેશે.

વાસંતી

[ગંભીરાઈથી] હા; એ વાત ખરી. ગાવું તો પડશેજ.

રતન

તો વળી ગાઈશ.

વાસંતી મનહર

શું? બોલ ને રતન?

[ રતન જરા વાર અકળાય છે. છેવટ– ]

રતન

[બારણા બહાર જતાં] અરે! પણ મારી મા....

વાસંતી

[ થોભી રાખી ] એક વાર તો ગા. જો; હમણાં મોટર કઢાવું છું. [જોરથી] ભગવાન! મોટર લાવ. [ધીમેથી] રતન, બસ એક વાર.

[ રતન મુંઝાઈ મરે છે. ]

મનહર

[ ખભે હાથ મૂકી ] રતન, ડાહી થા. બહેનનું કહ્યું કરવું જોઈએ.

[ બારણા આગળ મોટરનું ભુંગળું સંભળાય છે. એથી રતન ખુશખુશ થાય છે. ]

**રતન**

હ્યો; ત્યારે.

[ હસવું ખાળી રાખી, વાસંતી અને મનહર ગંભીર હોવાનો દેખાવ કરે છે. ]

**રતન**

અમાસની રાતે,
પડવાને વ્હાણે;
સ બ ર સ, સ બ ર સ.

[ 'સબરસ' શબ્દ પૂરો થાય એ પહેલાં તો રતન શરમની મારી બહાર જતી રહે છે.
વાસંતી અને મનહર પણ હસતાં, રમતાં પાછળ જાય છે. ]

卐



મળવાનાં ઠેકાણાં

સી. જમનાદાસની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબા

ગૂજરાત સાહિત્ય મન્દિર : ફુવારા પાસે અમદ

---

પૂઠું છાપનાર : કુમાર પ્રિન્ટરી અમદાવાદ